

# શ્રી ગણપતિ અથર્વશીર્ષ



પ્રકાશક:
શેઠ ઈશ્વરલાલ માણેકલાલ દાણાવાલા





સંવત ૧૯૮૪ | પ્રથમ આવૃત્તિ પ્રત ૧૦૦૦ | સને ૧૯૨૮

કિમ્મત રૂ. ૦-૬-૦

**મોઢવણિક શેઠ માણેકલાલ વિજભુખણદાસ દાણાવાળા**

જન્મ સંવત ૧૯૧૦ પોષ વદ ૨ સોમ.

મરણ સંવત ૧૯૮૪ ના બીજા શ્રાવણ શુદ ૧૨ વાર ભોમ.

# પ્રકાશકની નોંધ



અમારા કુટુમ્બમાં શ્રીગણેશનું પૂજન દોઢસો–બસો વર્ષથી ચાલ્યું આવે છે અને તેટલા માટે મારા પિતાશ્રી શ્રી ગણપતિના પૂજનનાં પુસ્તકો છપાવીને ફેલાવવામાં ઘણો ઉત્સાહ રાખતા હતા. પુસ્તકના વેચાણમાંથી નફો કરવાનો હેતુ હતો નહી. જે કીંમત તેઓ મૂકતા હતા, તે કેટલેક પ્રસંગે પુસ્તક વેચનારાઓ એની માંગણી કરતા તેમને માટે હતી. આ પુસ્તક ઘણા વર્ષ પર શેઠ મનમોહનદાસ દયાળદાસે અથર્વશીર્ષ પુસ્તક પ્રકટ કર્યું હતું અને તેનું ભાષાંતર શાસ્ત્રી અંબારામ કલ્યાણજી શુકલે કર્યું હતું. મારા પિતાને એ ભાષાંતરમાં કેટલાક દોષો જણાયા, તેથી એનું નવું ભાષાંતર શાસ્ત્રી છોટાલાલ ચંદ્રશંકર પાસે કરાવ્યું હતું અને એના પ્રુફશોધનનું કામ પણ શાસ્ત્રી છોટાલાલે કર્યું હતું. એ ભાષાંતર જનસમાજ આગળ રજુ કરવાની મારા પિતાની ઇચ્છા હતી. તેઓ તે ઇચ્છાનો અમલ કરે, તે પહેલાં આ નાશવંત દુનિયાનો ત્યાગ કરી ગયા. આજે આ પુસ્તક હું પ્રકટ કરૂં છું. તેથી તેમના આત્માને સંતોષ થશે એજ.

તા૦ ૧૮–૯–૨૮. | ઈશ્વરલાલ માણેકલાલ દાણાવાલા.

॥ श्रीगणेशाथर्वशीर्ष ॥



**प्रणम्य तं गणेशानं सिद्धिबुद्धिप्रदं परं ॥**
**अथर्वशीर्षं भाष्यं वै कुर्वे वेदांतबृंहितम् ॥**

સિદ્ધિ અને બુદ્ધિને આપનારા એવા દેવતા શ્રી ગણપતિને પ્રણામ કરી વેદાંત શાસ્ત્રથી વૃદ્ધિ પામેલું આ अथर्वशीर्ष ભાષ્ય ગુજરાતી ભાષામાં રચું છું.

ब्रह्म અને शिव પ્રત્યેકની ઉપાધિરૂપ વિદ્યા તથા અવિદ્યાના ત્યાગવડે આત્માની ઐક્યતારૂપ જ્ઞાનની પ્રાપ્તિ માટે ઋષિ અથર્વણે શ્રી ગણપતિ અથર્વશીર્ષ રચ્યું છે. સઘળાં વેદોક્ત વિધાનમાં કર્મ, ઉપાસના, જ્ઞાનની સિદ્ધિ તથા અજ્ઞાનનો નાશ, બ્રહ્મજ્ઞાનના સાધન વિના, થતો નથી. તેમ જ સ્મૃતિઓના મહા વાક્યોને અનુસરી શ્રી ગણપતિનું આરાધન કરવું જોઈએ. કારણ કે શ્રુતિ સ્મૃતિઓમાં ગણપતિની ઉપાસના મુખ્ય માનવામાં આવી છે. બાહ્ય અને આંતર રહેલા અનાત્મભાવ (નાસ્તિકપણાં)નો શ્રી ગણપતિની આરાધનાથી નાશ પામે છે. કેવળ બ્રહ્મનું ચિંતવન કરવામાં (નિરાકાર) ઘણું કષ્ટ રહે છે. કારણ કે,

**"यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह"**

કોઈપણ વસ્તુ (બ્રહ્મ) પ્રાપ્ત કર્યા વિના એટલે મનની સાથે જોયા શિવાય વાણી પાછી ફરે છે. એટલે બ્રહ્મનું આરાધન કરી

શકાતું નથી. પરંતુ ગણપતિના આરાધનની સંભાવના થઈ શકે છે અને તેનાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરનારું અથર્વશીર્ષ છે, જેથી અધિકારી વર્ગને માટે અથર્વશીર્ષની અવશ્ય જરૂર છે.

**ॐ नमस्ते गणपतये । त्वमेव प्रत्यक्षं तत्त्वमसि ।**
**त्वमेव केवलं कर्तासि। त्वमेव केवलं धर्तासि ॥**
**त्वमेव केवलं हर्तासि। त्वमेव सर्वं खल्विदं**
**ब्रह्मासि । त्वं साक्षादात्माऽसि नित्यम् ॥ १ ॥**

ॐ **नमस्ते गणपतये**—આ ગણપતિ અથર્વશીર્ષ મનુષ્યપ્રાણીને માયારૂપી સંસાર બંધનથી છૂટી જવા અને પોતાના સ્વજ્ઞાનનો અનુભવ થવા માટે છે. કારણ કે સર્વ વેદોક્ત કર્માનુષ્ઠાન અને ઉપાસના કરવાથી જ્ઞાનયોગનો માર્ગ પ્રાપ્ત થાય છે. દરેક શાસ્ત્રમાં ॐ શબ્દ મંગલાચરણમાં પ્રથમ અને શ્રેષ્ઠ છે. કોઇ પણ કાર્યમાં મંગલાચરણ કરવું, એ શિષ્ટલોકોનો સમ્પ્રદાય છે. તેમજ ॐ શબ્દ વેદમાં કહેલાં નાના પ્રકારનાં કર્મો, ઉપાસના અને જ્ઞાનની પ્રાપ્તિ કરાવનારાં છે. વળી ॐકારને વેદમાં आद्यस्वर કહ્યો છે. તેવી રીતે સ્મૃતિઓમાં પણ કહ્યું છે. માટે ओंकारનું સ્મરણ અહર્નિશ કરવું જોઇએ. શ્રુતિ સ્મૃતિઓમાં જ્યાં ॐ શબ્દ આવે છે ત્યાં ગણપતિપૂજન અથવા સ્મરણ નિરર્થક નથી. કારણ કે ગણપતિ ॐકારમય છે. વળી ગણપતિનું પૂજન ચાર પ્રકારનું છે, જેથી ગણપતિ ચાર મૂર્તિને ધારણ કરનારા છે. પ્રથમ બ્રહ્મદેવના ચાર મુખથી આઠ લાખ શ્લોકનું પુરાણ ઉત્પન્ન થયું. ત્યારબાદ द्वापर યુગના અંતમાં શ્રી વેદવ્યાસજીએ અઢાર પુરાણો તથા ઉપપુરાણો કલિયુગમાં ઉત્પન્ન થતાં મંદ બુદ્ધિવાળા મનુષ્ય પ્રાણીના બોધ માટે રચ્યાં. તે અઢાર પુરાણોમાં બ્રહ્મપુરાણમાં શ્રેષ્ઠ आत्म तत्त्व પ્રતિપાદન કરતી વખતે ગણપતિના નિર્ગુણ સ્વરૂપનું વર્ણન કર્યું છે તથા

અંતમાં ब्रह्मांड પુરાણમાં ॐકારનું પ્રતિપાદન કરતાં સગુણ ગણ-પતિનું માહાત્મ્ય કહ્યું છે. વળી ઉપપુરાણોમાં પ્રથમ गणेश પુરાણ છે, તેમાં પણ સગુણ અને નિર્ગુણપણાના ઐક્યભાવથી હસ્તિની મુખવાળી આકૃતિનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વળી मौद्गल પુરાણમાં યોગમય ગણેશ માહાત્મ્ય માટે સર્વ પુરાણો, ઉપપુરાણો તથા ઉપનિષદોમાં ઐક્યભાવ પ્રતિપાદન કરી विष्णु તથા शिवની પૂર્વે ગણપતિનું માહાત્મ્ય વર્ણવેલું છે. ઉપર પ્રમાણે ગ્રન્થકર્તાઓએ ચાર પ્રકારથી ગણપતિનું આરાધન કહેલું છે. કેટલાએક પોતાની બુદ્ધિથી સ્મરણ કરી, ગ્રન્થનો આરંભ કરે છે. કેટલાક ॐકારમય प्रणवના સ્મરણથી ગ્રન્થ આરંભ કરે છે. કોઇ મૂર્તિનું ધ્યાન કરી અને કોઇ પૂજન કરી પોતાના કાર્યનો આરંભ કરે છે. તેમ જ સ્મૃતિમાં કહ્યું છે કે:—

**अष्टादशपुराणेषु दशभिर्गीयते शिवः ।**
**चतुर्भिर्गीयते विष्णुर्द्वाभ्यां शक्तिश्च विघ्नपः ॥**

અઢાર પુરાણોમાં દશ પુરાણમાં શંકરનું સ્તવન કરેલું છે અને ચાર પુરાણમાં વિષ્ણુનું તથા દેવી અને ગણપતિનું બે બે પુરાણોમાં પ્રથમ સ્મરણ છે. ઉપપુરાણોમાં ગણપતિસંબંધી મહા વાક્યનું પ્રતિપાદન કરતાં વિશેષ માહાત્મ્ય કહ્યું છે. તેમજ गणेश गीताમાં કહ્યું છે કે:—

**अष्टादशपुराणोक्तं अमृतं प्राशितं मया ।**
**ततोऽतिरसवत् पातुं इच्छाम्यमृतमुत्तमम् ॥**

અઢાર પુરાણોમાં કહેલાં વાક્યરૂપી મેં અમૃત પીધું અને હજી પણ અમૃતરૂપી બ્રહ્મરસથી ભરેલાં મહાવાક્યનું શ્રવણ કરવા ઇચ્છા રાખું છું.

એવી રીતે સ્મૃતિ તથા દેવતાઓના गण અને મહત્વ આદિ ગણો તેમજ નિર્ગુણ, સગુણ બ્રહ્મગણોના અધિપતિ गणपति છે, અર્થાત્ સર્વ દેવતાના પૂજનમાં પ્રથમ गणपति છે.

કોઇ શંકા કરે કે, અશુભ કર્મના આરંભમાં તથા મરણકાળ સમયમાં શ્રાદ્ધાદિક ક્રિયામાં ગણપતિનું પૂજન કરવું, એવું કયાં પ્રસિદ્ધ વચન છે?

ઉત્તર—આપણે ગયા શ્રાદ્ધ કરીએ છીએ તો આપણા પિતૃની મુક્તિ થાય છે. માટે ગયા એ જ ગણપતિનું સ્થાન છે. તેમજ પ્રાણ પ્રયાણના સમયમાં પણ વચન કહેલું છે. વળી ગણપતિનું પૂજન નહીં કરવું, એવો વેદોક્ત पितृयज्ञ આદિ ક્રિયામાં નિષેધ મળતો નથી. પરંતુ ज्येष्ठेशजम् પિતૃઓના જયેષ્ઠ ગણપતિ છે. તેમજ गणेश पुराणमां त्रिपुरासुरના વધ વખતે શંકરનું વાક્ય છે.

शैवैस्त्वदीयैरुतवैष्णवैश्च शाक्तैश्च सौरैरपि सर्वकार्ये ।
शुभाशुभे लौकिकवैदिके च त्वमर्चनीयः प्रथमं प्रयत्नात् ॥

શંકરના ભક્તો તથા વૈષ્ણવો, દેવીના ભક્ત અને સૂર્યના ભક્તોએ શુભ તથા અશુભ કર્મમાં પ્રથમ ગણેશપૂજન કરવું એવું પ્રમાણ છે.

यः स्मृत्वा त्यजति प्राणमंते मां श्रद्धयान्वितः ।
स यात्यपुनरावृत्तिं प्रसादान्मम भूभुज ॥

તેમજ ગણેશગીતામાં કહ્યું છે કે, જે પ્રાણી અંત સમયે શ્રદ્ધાયુક્ત થઇ ગણપતિનું સ્મરણ કરી પ્રાણત્યાગ કરે છે, તેને અપુનરાવૃત્તિ (मोक्ष) મળે છે. વળી ગણપતિ એ જ બ્રહ્મ છે. તેનાથી આ જગત ઉત્પન્ન થયું છે અને બ્રહ્મસ્વરૂપ ગણપતિ જ છે. વળી मुद्गल પુરાણમાં કહ્યું છે કેઃ—

गणशब्दः समूहस्य वाचकः परिकीर्तितः ।
समूहायोगरूपश्च बाह्यांतरैक्यभावतः ॥

अन्नानां सकलानां वै समूहेऽन्नमयं परं ।
कथितं ब्रह्म वेदे तदेवं नानागणाः स्मृताः ॥
तेषां स्वामी गणेशानस्तं ज्ञात्वा योगिनः पुरा ।
शांतिं प्राप्ता विशेषेण योगशांतिमयं परम् ॥

अन्यच्च

कथितं सामवेदे यच्छृणु वेदरहस्यकम् ।
येन त्वं शांतिसंयुक्तो भविष्यसि न संशयः ॥
मनो वाणीमयं सर्वं दृश्यादृश्यस्वरूपकम् ।
गकारात्मकमेवं तत् तत्र ब्रह्मगकारकः ॥
मनोवाणीविहीनं च संयोगायोगसंस्थितम् ।
णकारात्मकरूपं तत् णकारस्तत्र संस्थितः ॥
विविधानि गकाराच्च प्रसूतानि महामते ।
ब्रह्माणि तानि कथ्यन्ते तत्वरूपाणि योगिभिः ॥
णकाराच्च प्रसूतानि ब्रह्माणि तानि योगिभिः ।
निरोधात्मकरूपाणि कथितानि समंततः ॥
गकारश्च णकारश्च नाम्नि गणपतेः स्थितौ ।
तदा जानीहि भो योगिन् ब्रह्माकारौ श्रुतेर्मुखात् ॥
तयोः स्वामी गणेशश्च योगरूपेण संस्थितः ।
तं भजस्व विधानेन शांतिमार्गेण पुत्रक ॥

ગણ શબ્દ સમૂહવાચક છે અને તે સમૂહને યોગરૂપ કહે છે. સર્વ અન્નમાં બ્રહ્મરૂપ અન્ન શ્રેષ્ઠ છે. તે બ્રહ્મને ગણપતિની સંજ્ઞા કહી છે. મહાત્મા યોગીઓ તથા ઋષિમુનિઓ ગણપતિનું ધ્યાન કરી શાંતિ પામ્યા છે. સામવેદના વેદરહસ્યમાં પણ કહ્યું છે કે, મન અને વાણીમય આ સર્વ જગત્ દૃશ્ય અને અદૃશ્યરૂપે છે. મનવાણીથી રહિત જે બ્રહ્મ, તેમાંથી ઉત્પન્ન થયેલા ગકારને ગકારાત્મક બ્રહ્મ કહે છે. અનેક પ્રકારનાં રૂપો ગકારથી ઉત્પન્ન

થાય છે. તેને યોગીઓ तत्त्वरूप બ્રહ્મ કહે છે. તેમજ णકારથી ઉત્પન્ન થયેલા રૂપને યોગીઓ निरोधात्मक બ્રહ્મ કહે છે. વળી ग અને ण એ બે વર્ણો ગણપતિમાં રહેલા છે. માટે શાસ્ત્રથી સિદ્ધ થાય છે કે, શ્રુતિના મુખથી गण શબ્દ બ્રહ્મરૂપે છે. એવા ગણપતિનું સ્મરણ અથવા ધ્યાન કરવાથી સિદ્ધિ મળે છે. ગણપતિ એ જ બુદ્ધિનો પ્રકાશકર્તા અને જગતનો ઉદ્ધારકર્તા છે. અર્થાત્ એવા શ્રી ગણપતિને નમસ્કાર છે. કોઇ શંકા કરે કે, સાકાર ગણપતિનું પ્રથમ સ્મરણ કરવાથી કાર્યસિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થાય? તે ઉપર બીજું વાકય પ્રતિપાદન કરી કહે છે,

**त्वमेव प्रत्यक्षं तत्वमसि ।**

त्वमेव તમે જ; प्रत्यक्षं સાક્ષાત્ દૃષ્ટિગોચર; तत्वमसि તમે તે છો. અનેક સ્થિતિસ્વરૂપથી બ્રહ્મરૂપે જ તમો પ્રકટ થયા છો અર્થાત્ બ્રહ્મરૂપી સ્વરૂપ મનુષ્યપ્રાણીને દૃષ્ટિગોચર માલમ પડવાનું તમારા શિવાય બીજું સાધન નથી; તેમજ જગતને ઉત્પન્ન કરવામાં મુખ્ય કારણ તમે છો. વળી સદાચારે ચાલનારી, નિરંતર સુખમાં રહેનારી અને કોઇ પ્રકારે ઉપાધિ(દુઃખ)ને નહીં જાણનારી આ સર્વ પ્રજા તમારાથી થાય છે, એમ શ્રુતિનાં વચન કહે છે. બ્રહ્મ એ વસ્તુ અમૃત છે. આપણી સન્મુખ, પાછળ, ઉત્તર તથા દક્ષિણ સર્વ જગ્યાએ બ્રહ્મરૂપી અમૃત છે.

બ્રહ્મ એટલે શું? सत्यं ज्ञानमनंतमानंदं ब्रह्म સત્ય, જ્ઞાન, અનંત તથા આનંદ, એનું નામ બ્રહ્મ.

૧ सत्य–અવિનાશી, અર્થાત્ દેશ, કાલ તથા વસ્તુના નિમિત્તના નાશ થયા છતાં જેનો નાશ નથી તેનું નામ सत्य તથા તે પરબ્રહ્મ કહેવાય છે.

૨ ज्ञान–જે ઉત્પન્ન તથા નાશવાળું નથી તેનું નામ ज्ञान અથવા ચૈતન્યમય જ્ઞાન કહે છે.

૩ **अनंत**–સર્વ વ્યાપક. તેજ अव्यक्तादि પ્રપંચરૂપ જગતમાં સર્વવ્યાપકરૂપ ચૈતન્ય છે, તેનું નામ અનંત. જેવી રીતે મૃત્તિકા-ને લઇ બનાવેલી વસ્તુ(ઘડા)માં માટી છે; સોનાથી બનાવેલી વસ્તુ (કુંડલ)માં સોનું છે; અને તંતુથી બનાવેલી વસ્તુ(વસ્ત્ર)માં તંતુ હોય છે. તે રીતે આ સર્વને બ્રહ્મ કહે છે.

૪ **आनंद** અપરિમિત સુખ. ચૈતન્ય સ્વરૂપ અપરિમિત આનંદ સમુદ્રમાં કોઇ પણ પ્રકારના વિક્ષેપથી રહિત સુખ મળે છે, તેને આનંદ કહે છે.

ઉપર દર્શાવેલી ચાર બાબતો, જે બ્રહ્મના સ્વરૂપ લક્ષણરૂપ છે તે દેશ, કાલ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત છે. તેમજ તત્ પદનો અર્થ परमात्मा અથવા પરબ્રહ્મ કહેવાય છે.

ॐ શબ્દનો અર્થ સર્વ સિદ્ધાંતશાસ્ત્રથી એવો સિદ્ધ થાય છે કે, સર્વ ભૂતોનો રસ પૃથ્વી છે, પૃથ્વીનો રસ જળ છે અને જળનો રસ ઔષધિ છે. તેમજ ઔષધિનો રસ પુરુષ છે; પુરુષનો રસ વાણી છે; વાણીનો રસ **ऋक्** (વેદ) છે તથા ઋચાનો રસ સામ-વેદ છે. **सामवेद**થી ॐકારનું ગાયન થાય છે, માટે જ સામવેદ સર્વ-માં શ્રેષ્ઠ છે. તેમાં **ऋक्**, **साम** તથા **उद्गीथ** એવા ત્રણ ભેદ છે.

**ऋक्** એટલે વાણી, **साम** પ્રાણ તથા **उद्गीथ** એક જ અક્ષર ॐકારરૂપી છે અર્થાત્ વાણી, પ્રાણ, અને એકાક્ષરરૂપી જે ॐ છે, તે જ કેવળ ॐકારરૂપ છે.

ॐકારરૂપી બ્રહ્મનું સ્મરણ કરવાથી ઇચ્છાપૂર્વક કાર્યની ઉપાસના થાય છે. ઉપર જણાવેલા ત્રણ પ્રકારનાં નામ, ધર્મ અથવા અમૃતરૂપ છે અને તે અમૃતરૂપ સત્યપણાની સાથે મળી અમૃત રૂપ ધારણ કરી પ્રાણને શુદ્ધ કરે છે. માટે ॐકારમય આ જગત્ છે. આવા પ્રકારના ગણપતિનું ધ્યાન કરી આગળ બીજા વાકયનો આરંભ થાય છે.

**त्वमेव केवलं कर्तासि ।**

તેમ જ ૐકારરૂપ માત્ર તત્વપણાથી અવ્યક્તાદિ જગતના નિર્માણ કર્તા તમો છો. અર્થાત્ જગતના બનાવનારા તમે છો.

**त्वमेव केवलं धर्तासि ।**

ભિન્ન ભિન્ન પ્રાણીઓનો તેઓનાં કર્મ પ્રમાણે આકૃતિ અને વૈભવ આપનારા તમો છો. એટલે પાલક છો.

**त्वमेव केवलं हर्तासि ।**

વળી તમે જ પ્રાકૃતમય જગતમાં પ્રવર્તક થઇ જગતનો સંહાર કરો છો.

**त्वमेव सर्वं खल्विदं ब्रह्मासि ।**

તમે જ કેવળ ૐકારમય અને નાના પ્રકાર ઉપાધિના સંશયને દૂર કરી જગતના બ્રહ્મરૂપે છો.

**त्वं साक्षादात्मासि नित्यम् ।**

વળી તમે કેવળ જગતના નિરંતર સાક્ષાત્ આત્મારૂપ છો.

ઇતિ અધિદૈવતા પ્રતિપાદક નામનો પ્રથમ ખંડ સમાપ્ત ૧

---

खंड–२जो

ઉપર દર્શાવ્યા પ્રમાણે શ્રી ગણપતિનું સ્તવન કરી પ્રમાણ-પ્રતિજ્ઞા કહે છે.

**ऋतं वच्मि । सत्यं वच्मि ।**

**ऋतं वच्मि**–જેમાં ખોટું નહિતેમજઅસુરભાવ વગરનું, યથાર્થ રીતે ગણપતિનું ધ્યાન, અભિમાન છોડી સત્યપ્રતિજ્ઞારૂપે કહું છું.

**सत्यं वच्मि**–દેશ, કાલ તથા વસ્તુનો નાશ થયા છતાં જેનો નાશ થતો નથી, તેનું નામ સત્ય; કારણ કે સત્યપણામાં કોઈ પ્રકારનો

બાધ થતો નથી, અર્થાત્ ત્રિકાલ અબાધ્ય છે. તેમ જ શંકર, વિષ્ણુ ઇત્યાદિ સર્વ દેવતાઓને પ્રતિપાદન કરનારા સ્વરૂપની અંદર ગણેશરૂપી દેહ સંપૂર્ણ બ્રહ્મૈકયભાવમય છે. કારણ કે મહાવાકયથી સિદ્ધ થાય છે કે, મનુષ્ય અને હસ્તિના અભેદપણાથી સમાન આકૃતિને ધારણ કરનારા ગણપતિ છે. માટે શ્રી ગણેશ સત્ય અને અવિનાશી છે, એમ સત્યપણે કહું છું.

ઇતિ સ્વપ્રતિજ્ઞાત્મક નામનો દ્વિતીય ખંડ સમાપ્ત॥ ૨ ॥

---

**खंड ३ जो**

આ પ્રમાણે સત્યપ્રતિજ્ઞાથી સત્ય ભાષણનું પ્રતિપાદન કરી નિરંતર સત્ય બોલનારનું ગણપતિ રક્ષણ કરે છે. એવું કહી આધીનપણાનું સ્પષ્ટીકરણ કરાય છે.

**अव त्वं माम् । अव वक्तारम् । अव श्रोतारम् ।**
**अव दातारम् । अव धातारम् । अवानूचानमव शिष्यम् ।**
**अव पश्चात्तात् । अव पुरस्तात् । अवोत्तरात्तात् ।**
**अव दक्षिणात्तात् । अव चोर्ध्वात्तात् । अवाधरात्तात् ।**
**सर्वतो मां पाहि पाहि समंतात् ॥ ३ ॥**

**अव त्वं माम्**—તમે સાક્ષાત્ તત્વમસિરૂપ આત્મા છો. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થની નિરંતર ઇચ્છાથી સત્ય ભાષણ કરનારો હું છું. તેનું રક્ષણ શ્રી ગણેશ કરો.

**अव वक्तारम्**—વળી હે શ્રી ગણેશ! તમારા સ્વરૂપને યથાર્થ સમજનાર તથા તે પ્રમાણે અનુષ્ઠાન કરનાર હું છું, માટે મારાં સર્વ વિઘ્નો દૂર કરી મારી રક્ષા કરો.

**अव श्रोतारम्**—તમારી અથર્વશીર્ષ વિગેરે સ્તુતિઓનો પાઠ કરનાર તથા સર્વ પ્રાણીના કલ્યાણ માટે યથાર્થ તમારા સ્તોત્રનું શ્રવણ કરનારો હું છું, માટે મારી રક્ષા કરો.

**अव दातारम्**–પરંપરાથી ચાલી આવેલી તથા તમને પ્રિય લાગે તેવી ઉપાસના કરનાર તથા તેવી રીતે બીજાને બોધ આપનાર હું છું. માટે રક્ષા કરો.

**अव धातारम्**–તમારા પ્રિયપણાના કર્મ, ઉપાસના અને જ્ઞાન ભકિતના સાધન સંપાદન કરનારો હું છું, જેથી મારી રક્ષા કરો.

**अवानूचानम्**–તમને પ્રિય લાગે એવા અન્ય ઋષિઓએ કહેલા માર્ગને ભજનારા પુરુષોને કોઇ વાર ભ્રાન્તિ થાય, તેવા સંશયને દૂર કરનારા તમે મારી રક્ષા કરો.

**अव शिष्यम्**–મારી બુદ્ધિમાં તમે ઉપદેશ કરેલો, માટે હું તમારો શિષ્ય છું અને જ્ઞાનરૂપી શિક્ષામાં તત્પર એવો હું છું, માટે મારું રક્ષણ કરો; કારણ કે તમને પોતાના શિષ્ય પ્રિય છે અને હું તમારો શિષ્ય છું, માટે મારું રક્ષણ કરો.

**अव पश्चात्तात्**–તમારી સેવારૂપ ધર્મનો નાશ કરાવનારાં અનેક પ્રકારનાં વિઘ્નોને દૂર કરી મારી રક્ષા કરો.

**अव पुरस्तात्**–તેમ જ આગળ પ્રાપ્ત થનારાં વિઘ્નને દૂર કરી મારી રક્ષા કરો.

**अवोत्तरात्तात्** ઉત્તર દિશા તરફથી ઉત્પન્ન થનારાં વિઘ્નને દૂર કરી મારી રક્ષા કરો.

**अव दक्षिणात्तात्**–દક્ષિણ બાજુથી આવતાં વિઘ્નો દૂર કરી મારી રક્ષા કરો.

**अव चोर्ध्वात्तात्**–ઉપરથી આવતાં વિઘ્નને દૂર કરી મારી રક્ષા કરો.

**अवाधरात्तात्**–નીચેથી આવતાં વિઘ્ન દૂર કરી મારી રક્ષા કરો.

**सर्वतो मां पाहि पाहि समंतात्**–સર્વ દિશાથી પ્રાપ્ત થતાં સર્વ વિઘ્નને દૂર કરી મારું રક્ષણ કરો.

ઇતિ સત્યશીલરક્ષણાત્મક તૃતીય ખંડ સમાપ્તઃ ૩

**खंड ४ थो**

ભકતજનના હૃદયમાં રહેલી બુદ્ધિના પ્રેરક અને નાના પ્રકારની સિદ્ધિઓના આપનારા ગણુપતિની સ્તુતિ કરવામાં આવે છે.

**त्वं वाङ्मयस्त्वं चिन्मयः। त्वमानंदमयस्त्वं ब्रह्ममयः। त्वं सच्चिदानंदाद्द्वितीयोऽसि। त्वं प्रत्यक्षं ब्रह्मासि। त्वं ज्ञानमयो विज्ञानमयोऽसि ॥ ४ ॥**

**त्वं वाङ्मयस्त्वं चिन्मयः**–તમે વાણીથી વર્ણવેલાં રૂપને ધારણુ કરનાર છો. જેવી રીતે આકાશથી વાયુ અને વાયુથી અગ્નિ, તેમજ અગ્નિથી જલ, તથા જલથી અન્ન, અને અન્નથી રેતસ, રેતસથી પુરુષ ઉત્પન્ન થાય છે અને પુરુષથી વાણીમય તમે છો.

વળી રૂપ તથા અહંકાર યુક્ત નવાત્મા સર્વ પ્રાણિમાત્રની અંદર પ્રવેશ કરી રહેલા પણ તમે જ છો. અર્થાત્ મનુષ્યના સર્વ શરીરમાં વ્યાપક છો.

**त्वमानंदमयस्त्वं ब्रह्ममयः**–હે શ્રીગણેશ! તમો આનંદમય તથા બ્રહ્મમય છો.

**त्वं सच्चिदानंदाद्द्वितीयोऽसि**–તમે સત્–ચિત્ અને આનંદમય બ્રહ્મ છો. **सत्** પ્રકૃતિભાવના દોષરહિત; **चित्** ચૈતન્યરૂપ અને આનંદ એટલે ત્રણ અવસ્થામાં આનંદ આપનારા તમે છો. **अद्वितीय** સચ્ચિદાનંદ શિવાય બીજો કોઇ પણ પ્રકાર નથી.

હવે બ્રહ્મ અનંતરૂપે છે, એવું પ્રતિપાદન કરે છે.

**त्वं प्रत्यक्षं ब्रह्मासि**–તમે અમારા હૃદયરૂપી ગુફામાં પ્રત્યક્ષ રહી ચિત્તને પ્રકાશકર્તા સત્ય બ્રહ્મરૂપે છો.

**त्वं ज्ञानमयो विज्ञानमयोऽसि**–તમે સચ્ચિદાનંદ અને કેવળ સત્યબ્રહ્મથી મળેલા આનંદરૂપ આપનારા છો. જ્ઞાનથી જ સર્વ વસ્તુઓનો પ્રકાશ થાય છે, માટે જ્ઞાનમય છો. **विज्ञानमयः**–સર્વજ્ઞ

ભાવનો ત્યાગ કરી પોતાના મહિમાની અંદર રહ્યા છો. જ્યાં સૂર્યનો પ્રકાશ થતો નથી, જ્યાં તારા તથા ચંદ્રમાનો પ્રકાશ નથી તથા જ્યાં વિજળીઓ ચમકતી નથી, ત્યાં આવો તેજોમય અગ્નિ કયાંથી? માટે સઘળું જેના પ્રકાશથી થયું, તે તમે છો.

અનંત બ્રહ્મ સત્યજ્ઞાનના ઐકયભાવથી આત્માની અંદર હૃદયમાં રહેલા તત્વને જાણીને આત્મા એજ શ્રેષ્ઠ છે, એવું પ્રતિપાદન કરે છે. सत्यं ज्ञानमनंतं ब्रह्म એવું શ્રુતિઓથી સિદ્ધ થાય છે. તેમજ परमे व्योमन् હૃદયની ઉપાસના વખતે કહ્યું છે કે બીજા દહર(બ્રહ્મપુર)માં શ્રીકૃષ્ણનું ઘર તથા હૃદય એટલે આકાશમાં મધ્યભાગ છે. આ બન્નેના સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરાવનારા તમે છો. આત્મા કેવો છે કે, જેના પાપ નાશ પામેલાં છે. અર્થાત્ પવિત્ર (विजर) જરાવસ્થા વગરનો, विमृत्यु—મૃત્યુ વિનાનો, विशोक—શોક શિવાયનો, विजिगिस: જીતાય નહીં એવો, अविपाप्मा તૃષા વિનાનો, सत्यकाम: સત્ય ઇચ્છાવાળો, सत्यसंकल्प: સત્ય સંકલ્પવાળો, આ આત્માવાન્ પુરુષ સર્વ વસ્તુમાં ભયરહિત છે. શ્રુતિમાં પણ સ્પષ્ટ રીતે લખ્યું છે કે, આપણા હૃદયમાં પણ આકાશ છે. તેમજ त्वं प्रत्यक्षं ब्रह्मासि એવું વાકય આગળ કહ્યું છે. તેનાથીજ હૃદયમાં રહેલા ગણપતિનું પ્રતિપાદન કરવું. કારણ કે, प्रत्यक्षं तत्वमसि એ વાકય બોલ્યા પછી प्रत्यक्षं ब्रह्मासि બોલાય છે.

ઇતિ અધ્યાત્મ પ્રતિપાદન નામનો ચતુર્થ ખંડ સમાપ્ત ॥ ૪ ॥

---

## खंड ५ मो

આ પ્રમાણે હૃદયમાં રહેલા ગણપતિનું પ્રતિપાદન કરી અવ્યાકૃત બ્રહ્મનું પ્રતિપાદન કરે છે.

**सर्वं जगदिदं त्वत्तो जायते।**
**सर्वं जगदिदं त्वत्तस्तिष्ठति ॥**

**सर्वं जगदिदं त्वयि लयमेष्यति ।**
**सर्वं जगदिदं त्वयि प्रत्येति ॥**
**त्वं भूमिरापोऽनलोऽनिलोनभः ।**
**त्वं चत्वारिवाक्पदानि ॥ ५ ॥**

**सर्वं जगदिदं त्वत्तो जायते**—આ સર્વ જગત્ અવ્યાકૃત આત્માવાળું તમારાથી ઉત્પન્ન થાય છે. કારણ કે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આવી ત્રણ અવસ્થામાં તમે અવ્યાકૃત રૂપે છે. જ્યારે ૐ એવો શબ્દ થયો ત્યારે તે ઓંકાર હસ્તીની આકૃતિ જેવો અને અનિર્વચનીય હતો. ત્યાર પછી તેજ ઓંકારરૂપી શબ્દ માયારૂપ જગતની ઉત્પત્તિકારક ગણાયો. કારણ કે, ૐ **इति एकाक्षरं ब्रह्म इदं सर्वं ब्रह्म** આ શ્રુતિથી માલમ પડે છે કે, ઓંકાર એ ગણપતિમય બ્રહ્મરૂપ છે. તેમજ ગણેશપુરાણમાં વર્ણવ્યું છે કે, પાર્વતીજીએ જ્યારે તપ કર્યું ત્યારે વરદાન આપવા ૐકારમય ગણપતિ જ દર્શનમાં દેખાયા હતા. વળી સ્મૃતિમાં કહ્યું છે કે; **मध्ये नारायणमुखो दक्षिणे च शिवाननः ॥ वामे ब्रह्ममुखोनंते पद्मासनगतो विभुः ॥** બ્રહ્મા, વિષ્ણુ અને શંકર એઓના અકાર, ઉકાર, અને મકાર, એટલે બ્રહ્માથી अ, વિષ્ણુમાંથી उ અને શંકરથી म એવી રીતે ત્રણ દેવતાઓના કંઠના નીચેના સ્વરૂપમાં એકમય છે.

વળી શિવપુરાણમાં કહ્યું છે કે, શંકરે જ્યારે શક્તિપુત્રનું મસ્તક છેદન કર્યું અને પછી હસ્તીનું મસ્તક લાવી સંધાન કરી સજીવન કર્યા, તે સમયે બ્રહ્મા, વિષ્ણુ, અને શંકર ત્રણે દેવતાઓ જ્યારે ૐકારનું આવાહન કર્યું તે જ વખતે ગણપતિ પ્રકટ થયા. તેમ જ દેવી ભાગવતમાં પણ એજ રીતે વર્ણન છે. માટે ગણપતિ ઓંકારમયથી વ્યાપ્ત છે. શિવપુરાણમાં શ્રી ગણેશજન્મ વખતે આવાહન, દર્શન, વિગેરે ઘણા પ્રકારની પ્રતિજ્ઞા કહેલી છે. કોઇ

શંકા કરે કે, ૐકારમય બ્રહ્મા, વિષ્ણુ અને શંકર જ છે, તો જગતના ઉત્પન્ન કર્તા ગણપતિ કેમ થયા? ઉત્તર-બ્રહ્મા, વિષ્ણુ તથા શંકર આ ત્રણે દેવતાઓમાં રાજસ, સાત્વિક, અને તામસ ગુણો પૃથક છે અને ૐકારમાં ત્રણે ગુણોનું ઐક્યપણું છે. માટે ગણપતિ જગત્ ઉત્પન્નકર્તા ગણાય છે.

**सर्वं जगदिदं त्वत्तस्तिष्ठति**—સઘળું જગત્ તમારા આધારથી જ રહે છે. કારણ કે સર્વ પ્રાણિમાત્રને કર્માનુસાર ફલ મળે છે. માટે જગત્પાલન કર્તા તમે છો.

**सर्वं जगदिदं त्वयि लयमेष्यति**-આ જગત્ તમારામાં જ કલ્પના અંત સમયે (સંહાર) લય પામે છે.

**सर्वं जगदिदं त्वयि प्रत्येति**-આ જગતમાં સર્વ પ્રાણીઓ તમારામાં વિશ્વાસ રાખે છે. કારણ કે તમે સામ્ય ગુણને ધારણ કરો છો.

**त्वं भूमिरापोऽनलोऽनिलोनभः**-તમે પૃથ્વી ઉત્પન્ન કરો છો. માટે પૃથ્વીરૂપ છો. તેમજ જલ, અગ્નિ વાયુ, આકાશરૂપે છો અર્થાત્ પંચમહાભૂતના ઉત્પન્ન કર્તા તમે છો.

**त्वं चत्वारि वाक्पदानि**-પંચમહાભૂતથી ઉત્પન્ન થતાં પ્રાણીના પ્રાણ આધાર માટે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, એ ચારે વેદો તથા ઇતિહાસો, પુરાણો, ઉપનિષદો, સ્મૃતિઓ વિગેરે ઉત્પન્ન કર્તા તમે છો. કારણ કે ॐकारप्रभवा वेदाः ૐકાર એ જ વેદનો ઉત્પાદક છે અને ઓંકારમય તમે છો, એમ શાસ્ત્રમાં કહ્યું છે.

ઇતિ અધિદૈવત વર્ણનાત્મક પંચમો ખંડ ૫ ॥

---

**अव्याकृत**-પણું ગણપતિનું પ્રતિપાદન કરી મનુષ્યના મૂળ આધાર ભૂત સ્થિતિનું પ્રતિપાદન કરે છે.

**त्वं गुणत्रयातीतः । त्वं अवस्थात्रयातीतः ।**
**त्वं देहत्रयातीतः । त्वं कालत्रयातीतः ।**

**त्वं मूलाधारस्थितोसि नित्यम् ।**
**त्वं शक्तित्रयात्मकः। त्वां योगिनो ध्यायंति नित्यं॥**
**त्वं ब्रह्मा त्वं विष्णुस्त्वं रुद्रस्त्वमिन्द्रस्त्वमग्नि-**
**स्त्वं वायुस्त्वं सूर्यस्त्वं चन्द्रमास्त्वं ब्रह्म भूर्भुवः स्वरोम्**

**त्वं गुणत्रयातीतः**–મનુષ્ય પ્રાણીના અનેક પ્રકારના આધારભૂત તમે છો, કારણ કે ત્રિગુણની પ્રવૃત્તિ, પ્રકાશ, અજ્ઞાનતાનો ત્યાગ કરનાર એટલે લિંગ ચક્રમાં રહેલો રજોગુણ, નાભિ ચક્રમાં રહેલો સત્વગુણ અને દૃષ્ટિ ચક્રમાં રહેલો તમોગુણ એ ત્રણે રહિત જે ત્રિગુણ તેના મૂળ આધારરૂપ તમો છો. અર્થાત્ એ ગુણો તમને બાધ કર્તા નથી, જેથી ૐકારમય છો.

**त्वं अवस्थात्रयातीतः**–જાગ્રત અવસ્થા સ્વપ્નાવસ્થા, અને સુષુપ્તિ અવસ્થાથી રહિત છો.

**त्वं देहत्रयातीतः**–સ્થૂલદેહ, સૂક્ષ્મદેહ અને કારણદેહથી તમે પૃથક્ (જૂદા) છો.

**त्वं कालत्रयातीतः**–વળી ઉત્પત્તિ કાળ, સ્થિતિ કાળ અને લય કાળથી રહિત તમો છો. એટલે જગતના કોઇ પણ વિકારો તમને લાગતા નથી.

**त्वं मूलाधारस्थितोसि नित्यमः**–તમે મૂલાધાર નામના ચક્રમાં સર્વદા રહ્યા છો.

**त्वं शक्तित्रयात्मकः**–તમે ત્રિગુણશક્તિવાળા છો, એટલે જગતની ઉત્પત્તિ કર્તા, પોષણ કર્તા અને સંહાર કર્તા છો.

**त्वां योगिनो ध्यायंति नित्यमः**–પોતાના આનંદરૂપ આત્મામાં બ્રહ્મપણે રહેલા જીવતાં છતાં સમાધિરૂપે જીવન્મુક્ત થવા ઇચ્છતા પ્રારબ્ધકર્મના ભોગથી દેહ માત્ર ધારણ કરનારા યોગીઓ રાત્રિ દિવસ તમારું ધ્યાન કરે છે. કારણ કે ધ્યાન કરનારા યોગીઓનું મૂળાધાર ચક્રરૂપ તમે છો. વળી,

**त्वं ब्रह्मा**—તમે જ બ્રહ્મા રજોગુણને ધારણ કર્તા બ્રહ્માની પેઠે જગતના ઉત્પન્ન કર્તા છો.

**त्वं विष्णुः**—તેમ જ તમો વિષ્ણુ છો. કારણ કે સત્વગુણ ધારણ કર્તા વિષ્ણુ છે તે પ્રમાણે તમે પાલન કર્તા છો.

**त्वं रुद्रः**—તેમ જ રુદ્ર છો. તમો ગુણને ધારણ કર્તા શંકરની પ્રમાણે જગતનો સંહાર કર્તા છો.

**त्वमिंद्रः**—તમેજ इंद्र છો અર્થાત્ ઇન્દ્ર પ્રમાણે ત્રણ ભુવનના ઐશ્વર્યપણાને ભોગવનારા છો.

**त्वमग्निः**—તમેજ અગ્નિ સ્વરૂપ છો. જેવી રીતે અગ્નિ સર્વ દ્રવ્યનો ભોક્તા છે તેવી રીતે તમે સર્વ દેવતાઓને તૃપ્તિ આપનારા છો.

**त्वं वायुः**—તમે વાયુ સ્વરૂપ છો. જેમ વાયુવડે સર્વ પ્રાણીઓ જીવે છે. તેમ તમે પણ સઘળા મનુષ્ય માત્રમાં પ્રતિષ્ઠાવાન્ છો.

**त्वं सूर्यः**—વળી તમે સૂર્ય રૂપ છો. જેવી રીતે સૂરજ ઉદય પામે છે અને રાત્રિ દિવસ જૂદા થાય છે. તેવી રીતે સર્વના કાર્યમાં પ્રવેશ કરી નિર્વિઘ્ન કાર્ય કરો છો.

**त्वं चंद्रमाः**—તમો चंद्रमा રૂપ છો. જેમ ચંદ્રમા સર્વ વનસ્પતિના જીવાત્મા છે તેમ તમે પણ સવ ભુવનના આત્મારૂપ છો.

**त्वं ब्रह्म भूर्भुवः स्वरोम्**—તમે બ્રહ્માથી આરંભીને ઉપર દર્શાવેલા આઠ દેવતાઓની પ્રમાણે કાર્ય કરનારા છો. એટલે આઠ દેવતાઓરૂપી સાક્ષાત્ તમે છો. બ્રહ્મ પણ તમે છો. સર્વ બુદ્ધિમાં રહેલા જીવમય અને અનેક પ્રકારના ભોગોને ઉત્પન્ન કર્તા તમે છો. તેમ જ ભૂલોક, ભુવર્લોક, અને સ્વર્લોક પણ તમે છો. ૐકાર રૂપ તમે છો. કારણ કે મૂલાધાર ચક્ર કહેવાય છે. જેથી સૃષ્ટિક્રમ ચાલે છે. માટે મૂલાધાર ચક્રને ધારણકર્તા છો, તેથી ૐકારમય પણ તમે છો.

ઇતિ અધ્યાત્મ પ્રકાશક નામનો છઠ્ઠો ખંડ સમાપ્ત. ૬

અધ્યાત્મ પ્રકાશ પ્રતિપાદન કર્યા પછી ગણેશ વિદ્યાત્મક પ્રતિપાદન કરે છે.

**गणादिं पूर्वमुच्चार्य वर्णादींस्तदनंतरं ।**
**अनुस्वारः परतरः । अर्धेन्दुलसितम् ।**
**तारेण रुद्धम् । एतत्तव मनुस्वरूपम् ।**
**गकारः पूर्वरूपम् । अकारो मध्यमरूपं ।**
**अनुस्वारश्चान्त्यरूपम् । बिंदुरुत्तररूपम् ।**
**नादः संधानम् । सꣳहिता संधिः ।**
**सैषा गणेशविद्या । गणक ऋषिः ।**
**निचृद्गायत्री छंदः गणपतिर्देवता ॥ ७ ॥**
**ॐ गंगणपतये नमः ।**

**गणादिं०**–પ્રથમ ગણુ શબ્દમાં ગકારનો ઉચ્ચાર કર્યા બાદ વર્ણાદિનો ઉચ્ચાર થાય છે. વર્ણાદિ એટલે અકાર, इકાર તથા અકારન્તા ઉપર અનુસ્વાર એટલે પ્રથમ ગકાર પછી અકાર, તેના પછી અનુસ્વાર, અને તે અનુસ્વાર અર્ધ ચંદ્ર જેવો અને અનુનાસિક અક્ષરવાળો એ જ પ્રમાણે એકાક્ષર ગં મંત્રવાળી વિદ્યાનું પ્રતિપાદન કરી પોતાની શકિતના મંત્રનું સ્પષ્ટીકરણ કરે છે.

**तारेण रुद्धम्**-તાર પ્રણુવ ॐ એનાથી યુકત એટલે પ્રથમ ॐ એવું સ્મૃતિવાકય છે કે "**आदौ प्रकृतिमुच्चार्य पश्चात् पुरुष उच्यते**" પ્રથમ પ્રકૃતિનું અને પછી પુરુષનું ઉચ્ચારણુ થાય છે. તેમ જ ગણેશ કવચમાં કહ્યું છે કે,

"**गं बीजं शक्तिरोंकारः सर्वकामार्थसिद्धये**" સર્વ કાર્યની સિદ્ધિ કરનાર ગં છે, અને એની શક્તિ ॐકાર છે, માટે મુખ્ય ॐ અને પછી ગં શબ્દનું ઉચ્ચારણુ છે.

**एतत्तव मनुस्वरूपम्**–આવું મંત્રસ્વરૂપ છે. કારણ કે ગણુપતિ સર્વ સિદ્ધિ આપનારા તથા અનેક પ્રકારના તેજના પ્રકાશ કર્તા છે.

**गकारः पूर्वरूपम्**–गं શબ્દમાં ગકાર પૂર્વ રૂપ છે અને અકાર મધ્યમ રૂપ છે તથા અનુસ્વાર અંત્ય રૂપ છે. તેમ જ અનુસ્વાર ઉત્તરમાં બિંદુરૂપ છે.

**नादः संधानम्**–ઉપર કહેલા ગકારાદિ વર્ણનું એકઠું થવું, તેનું નામ નાદ. સંધાન તથા નાદ પ્રેરિતના સંધિનું નામ સંહિતા. તે જ ગણેશવિદ્યા કહેવાય છે. એના ઋષિ ગણક નામે છે. એટલે જે ગં શબ્દ છે તેના ઋષિ ગણપતિ જ છે. ગાયત્રી પોતાનો છંદ છે અને પ્રધાન દેવતા ગણપતિ છે તથા ॐ गं એ મુખ્ય નામ છે.

ઇતિ શ્રી ગણેશવિદ્યાત્મક અર્થ પ્રતિપાદનાત્મક સપ્તમ ખંડ સમાપ્ત.

---

**एकदंताय विद्महे वक्रतुंडाय धीमहि ।**
**तन्नो दंती प्रचोदयात् ॥ ८ ॥**

**एकदंताय विद्महे**–સંસારની માયારૂપી દાંતને ધારણ કરનારા, ભ્રાંતિ તથા મોહ દૂર કરનારા એવા શ્રી ગણપતિને બુદ્ધિથી જાણી શકીએ છીએ.

**वक्रतुंडाय धीमहि**–સિદ્ધિ બુદ્ધિને પ્રાપ્ત કરનારા, માયારૂપી મુખને મોહ ન કરી સાક્ષાત્ પરબ્રહ્મની પ્રાપ્તિ કરનારા એવા ગણપતિનું ધ્યાન કરીએ છીએ. કારણ કે કંઠના અધો ભાગમાં માયા રહે છે તથા મસ્તક ભાગમાં કેવળ પરબ્રહ્મનું સ્થાન છે.

**तन्नो दंती प्रचोदयात्**–પરબ્રહ્મ સ્વરૂપ પ્રાપ્તિ કરાવનારા દંતને ધારણ કરનારા શ્રીગણપતિ અમારી સદ્‌બુદ્ધિને પોતાની ભક્તિમાં સદૈવ પ્રેરણા કરો. કારણ કે ગણપતિ સદ્‌બુદ્ધિના પતિ છે.

ઇતિ શ્રી ગાયત્રી પ્રતિપાદનાત્મક અષ્ટમ ખંડ ૮.

ઉપર દર્શાવ્યા પ્રમાણે નામ મંત્ર, એકાક્ષર મંત્ર, તથા ગાયત્રી મંત્ર એ પ્રમાણે ત્રણ પ્રકારના મંત્રનું પ્રતિપાદન કરી ધ્યાનનો અર્થ કહેવાય છે.

## " गणपतिध्यान "

### एकदंतं चतुर्हस्तं पाशमंकुशधारिणम् ।

एकदंतं–પૂર્વે કહેલા દક્ષિણ ભાગના (જમણા) દંતને ધારણ કરનારા, चतुर्हस्तं–સ્વર્ગસ્થ દેવતાઓમાટે, ભૂર્લોકમાં મનુષ્ય પ્રાણી-માટે, अतल–પાતાલમાં રહેલા અસુર તથા નાગલોકની રક્ષામાટે ચાર હસ્ત ધારણ કરનારા पाशमंकुशधारिणं. વળી અજ્ઞાન દૂર કરવા માટે મોહમય પાશ ધારણ કરનારા, તેમજ મહાત્મા યોગીઓના સત્કર્મમાં વિઘ્ન કરનારા દુષ્ટ–આસુરી પ્રકૃતિવાળા લોકને નિયમમાં લાવવા માટે બ્રહ્મરૂપી અંકુશ ધારણ કરનારા શ્રી ગણપતિનું ભજન કરીએ છીએ.

### रदं च वरदं हस्तैर्बिभ्राणं मूषकध्वजम् ।

रदं–શત્રુ નાશ કરવા માટે ભકતજનની રક્ષા માટે બ્રહ્મરૂપી દંતને ધારણ કરનારા. वरदं–મનુષ્યપ્રાણીની ઇચ્છારૂપી મનોરથ સિદ્ધ કરનારા, શુદ્ધ ભાવે ભજનારા પ્રાણીના હૃદયમાં નિવાસ કરનારા, અજ્ઞાનરૂપી અહંકાર દૂર કરી સર્વ પાપ હરણ કરનારા, हस्तैर्बि-भ्राणं मूषकध्वजम्–મોહપાશ દૂર કરી જગત્ અસત્ છે એવો ભાસ કરાવી सत (સત્ય)નો ઉપયોગ કરી સર્વ પ્રાણીને માયારૂપી ગૂઢ અજ્ઞાન છોડાવી સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપ દર્શાવનારા ધ્વજામાં મૂષક (વ્યાપક)પણાને ધારણ કરનારા શ્રીગણપતિનું ધ્યાન કરીએ છીએ.

### रक्तं लंबोदरं शूर्पकर्णकं रक्तवाससम् ।
### रक्तगंधानुलिप्तांगं रक्तपुष्पैः सुपूजितम् ॥

રકત સ્વરૂપ ધારણ કરનારા, લાંબા ઉદર (પેટ)વાળા, સુપડાં જેવા કાનવાળા તથા હંમેશા લાલવસ્ત્ર ધારણ કરનારા, શરીરે રકત ચંદન ધારણ કરનારા અને લાલપુષ્પથી પૂજિત એવા ગણપતિનું ધ્યાન કરીએ છીએ.

લાંબા ઉદરથી જ જગત્ ઉત્પન્ન કર્યું છે. બ્રહ્મ પણ એ જ છે. અંતમાં સ્થિતિ ત્યાં જ છે. મધ્યમાં પણ ગણનાયક નામ ધારણ કરી કલાંશરૂપથી રમણ કરે છે. સર્વ પ્રાણી માત્રના માતાપિતા તમે જ છો. યોગીઓના મુખથી ઉચ્ચારણ થયેલો ગણપતિ એવો શબ્દ સુપડાંની માફક પાપ તથા પુણ્યને છૂટો પાડે છે. અર્થાત્ જેવી રીતે અનાજમાં રહેલો વિકાર સુપડાંથી જૂદો થાય છે, તેવી રીતે મનુષ્યના પાપને દૂર કરી સન્માર્ગમાં પ્રીતિ કરાવનારા ગણપતિ છે. વળી,

**भक्तानुकंपिनं देवं जगत्कारणमच्युतम् ।**

શ્રીગણપતિનું સ્મરણ તથા સેવા કરવાથી આ લોક, પરલોકના દુષ્ટ વિષયો દૂર થાય છે. તથા કાયિક, વાચિક, માનસિક અને સાંસર્ગિક પાપ દૂર થાય છે. તેમજ मौद्गलમાં કહ્યું છે કે, ગણપતિની ભકિત નવ પ્રકારની છે. તેમાં જે મનુષ્ય પ્રાણી પોતાનું મન અધર્મની પ્રવૃત્તિમાં ન લઇ જતાં કેવળ ભકિતવિષયમાં રાખે છે, તેના અજ્ઞાન (પાપ)ને દૂર કરી સર્વદા રક્ષણ કરે છે.

**आविर्भूतं च सृष्ट्यादौ प्रकृतेः पुरुषात्परम् ॥**

સૃષ્ટિ નિર્માણ સમયે પ્રથમ પ્રકૃતિ તથા પુરુષથી પર તમે જ પ્રકટ થયા છો. એવા શ્રી ગણપતિનું ધ્યાન કરીએ છીએ.

**एवं ध्यायति यो नित्यं ।**

**स योगी योगिनां वरः ॥**

એવી રીતે મનુષ્ય અને હસ્તીની આકૃતિને ધારણ કરનારા ગણપતિનું ધ્યાન જે કોઇ કરશે, તે બરાબર મહાયોગી ગણાય

છે. અર્થાત્ યોગી પ્રમાણે તેનાં કર્મ ભૂલોકમાં ઉત્તમ ગણાશે. યોગ એટલે ચિત્તની વૃત્તિનો નિરોધ; તે પાંચ પ્રકારનો છે.

૧ **क्षिप्त**–વસ્તુઓની આસક્તપણાથી થયેલા અનુભવ યુકત ચિત્ત (મન)ને સર્વ માયા મોહ સહિત ભ્રમથી દૂર કરવું.

૨ **मूढ**–વસ્તુમાં મોહ પામી ભ્રમિત અંતઃકરણ થાય છે અને પિશાચ પ્રમાણે ભટકતો રહે છે. તેને **मूढ** કહે છે.

૩ **विक्षिप्त**–સંસારના દ્વાવષયોનો તિરસ્કાર કરી બ્રહ્મ સાક્ષાત્કારથી પૃથક્ પડેલાં મનને વિક્ષિપ્ત કહે છે.

૪ **एकाग्र**–અન્ન તથા પ્રાણથી આરંભીને અવ્યાકૃત સુધીના અનુભવવાળું જે ચિત્ત હોય તેને એકાગ્રચિત્ત કહે છે અને તેની ઐકયતા સમાધિપણામાં છે.

૫ **निरुद्ध**–સત્યથી જ્ઞાન ઉત્પન્ન થાય છે તથા જ્ઞાનથી અનંત પરબ્રહ્મના સાક્ષાત્કારના સુખવાળું જે ચિત્ત તેનું નામ **निरुद्ध**. આ પ્રમાણે યોગવૃત્તિમાં રહેલા મનુષ્ય પ્રાણીને સાક્ષાત્કાર (બ્રહ્મ-જ્ઞાન) તત્કાળ પ્રાપ્ત થાય છે. માટે પરબ્રહ્મરૂપ શ્રી ગણપતિનું સદૈવ ધ્યાન કરીએ છીએ.

ઇતિ ધ્યાનાત્મક નામનો નવમ ખંડ ૯ ॥

---

**नमो व्रातपतये नमो गणपतये**
**नमः प्रथमपतये नमस्तेऽस्तु लंबोदराय**
**एकदंताय विघ्ननाशिने शिवसुताय**
**वरदमूर्तये नमः ॥**

દેવતાઓ તથા સર્વ પ્રાણીઓના અધિપતિ બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશાદિ તથા ગણના ઈશ્વર (ગણપતિ)ને નમસ્કાર. **प्रथम पतये** દરેક વર્ણમાં બ્રાહ્મણ મુખ્ય છે. તેમ જ બ્રાહ્મણોમાં યોગિ મુખ્ય છે. એવા યોગી તથા બ્રાહ્મણોને સદ્બુદ્ધિ આપનારા શ્રી

ગણુપતિને નમસ્કાર. વળી લાંબા ઉદરવાળા તથા માયારૂપી એક દાંતને ધારણુ કરનારા શ્રી ગણુપતિને નમસ્કાર છે. કાલરૂપી વિઘ્નને નાશ કરનારાને પ્રણામ. જ્યારે અભિનંદન રાજાએ યજ્ઞ પ્રારંભ કર્યો, તે વખતે યજ્ઞમાં ઇંદ્ર દેવતાની આહુતિ જોવામાં આવી નહીં. ત્યારે ઇંદ્ર દેવતા કોપાયમાન થયા અને કાલ સ્વરૂપને બોલાવી કહ્યું કે આ રાજાનો યજ્ઞ ભંગ થાય એવું વિઘ્ન કર. ત્યારે કાલ પુરુષે યજ્ઞનો નાશ કરવા માટે विघ्नासुर રૂપ ધારણુ કર્યું. યજ્ઞ સ્થાનમાં જઇ તે અનેક ઉપદ્રવ કરવા લાગ્યો. ત્યારે वसिष्ठ વિગેરે ઋષિઓએ બ્રહ્માને વિનંતિ કરવા પ્રયત્ન કર્યો. તે સાંભળી શાંતપણાથી બ્રહ્મદેવે વચન કહ્યું કે, હે ઋષિઓ! જ્યારે સત્કર્મ કરતાં કાંઈ મધ્યમાં વિઘ્ન પ્રાપ્ત થાય ત્યારે શ્રી ગણેશની ઉપાસના કરવી. આવું વચન સાંભળી ઋષિઓ સ્તુતિ કરતા હતા જેથી શ્રીગણેશ પ્રસન્ન થયા અને વિઘ્નાસુર(કાળ)નો પરાજય કર્યો. ત્યાર બાદ અભિનંદન રાજાનો યજ્ઞ નિર્વિઘ્ન રીતે પરિપૂર્ણુ થયો. આવી રીતે અનેક વિઘ્ન દૂર કરવામાં શ્રીગણેશ મુખ્ય છે. માટે પૂજન તથા સ્મરણુ શ્રેષ્ઠ છે.

**शिवसुताय**–જ્યારે સૃષ્ટિનો આરંભ કરવાની ઇચ્છા થઇ, તે વખતે બ્રહ્મા તથા શંકર તપશ્ચર્યા કરતા હતા. તે વખતે શંકરના હૃદયમાં બ્રહ્મનો અનુભવ થયો. ત્યારે શ્રીગણેશનો ભાસ થયો અને ઇચ્છા કરી કે, મારો સત્પુત્ર તું (ગણેશ) થા. કારણુ કે સુપુત્ર હોય તે સમગ્ર કુલનો તારક થાય છે. વળી શંકરનું વચન છે કે, ध्याने मनसि मे जात: पुत्रत्वं पालय प्रभो ॥ मम पुत्र इति ख्यातो लोकेऽस्मिन् भगवन् भव ત્રિગુણુ અવતાર ધારણુ કરનારા બ્રહ્માદિ દેવતાઓએ નાના પ્રકારના અવતાર ધારણુ કરવા પહેલાં પ્રથમ ધ્યાનરૂપે શંકરે ગણુપતિને પ્રકટ કર્યા. તેમ જ ઇચ્છારૂપી ફલ આપનારા શ્રીગણેશ છે. માટે જ वरदमूर्तये नमः અર્થાત્ સિદ્ધિ આપનારા ગણુપતિ છે.

ઇતિ સ્તુતિ પાઠક નામનો દશમ ખંડ સમાપ્ત. ૧૦.

શ્રીગણપતિના અધ્યયન ફલનું પ્રતિપાદન કરવામાં આવે છે.

**एतदथर्वशीर्षं योऽधीते स ब्रह्मभूयाय कल्पते ।**
**स सर्वतः सुखमेधते । स सर्वविघ्नैर्न बाध्यते ॥**

શ્રીગણપતિ અથર્વશીર્ષનો પાઠ જે કોઇ કરે છે, તે પ્રાણી મનુષ્ય દેહધારણ કરતાં છતાં ગણેશાત્મક (તદ્રૂપ) થઈ બ્રહ્મપદને પ્રાપ્ત કરી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચાર પુરુષાર્થના સાધનમાં વિઘ્નરહિત થઇ અનેક પ્રકારનું સુખ મેળવે છે. તેમ જ આગળ દર્શાવેલાં પાંચ પ્રકારના પાપથી મુક્ત થાય છે. કારણ કે

**स पञ्चमहापापात् प्रमुच्यते ।**

૧ **(हिंसा)** કોઈપણ પ્રાણિને કારણ વિના દુઃખ દેવું, તેને હિંસા કહે છે.

૨ **(अभक्ष्यभक्षण)** ખાઇ ન શકાય તેવી વસ્તુનું ભક્ષણ કરવું તથા સુરા(મદિરા)પાન કરવું ઇત્યાદિ.

૩ **(परस्त्रीगमन)** અજાણપણાથી અથવા મદાંધ થઇ પારકી સ્ત્રી સાથે અઘટિત આચરણ કર્યું હોય.

૪ **(स्तेय)** કોઇના કહ્યા શિવાય પારકી વસ્તુનું ચોરવું.

૫ **(तत्संसर्गात्मक)**–ઉપર દર્શાવેલા દોષવાળા મનુષ્ય સાથે સંબંધ રાખવાથી અથવા તેને તે કાર્યમાં ઉત્તેજન આપવાથી ઉત્પન્ન થતું પાપ. આ પ્રમાણે પાંચ પ્રકારના મહાપાપને શ્રી ગણેશ અથર્વશીર્ષનો પાઠ દૂર કરે છે.

**सायमधीयानो दिवसकृतं पापं नाशयति ।**
**प्रातरधीयानो रात्रिकृतं पापं नाशयति ।**
**सायंप्रातः प्रयुंजानो अपापो भवति ।**

સાયંકાલે શ્રીગણેશ અથર્વશીર્ષનો પાઠ કર્યો હોય તો દિવસમાં કરેલાં સર્વ પાપ નાશ પામે છે. તેમ જ સવારમાં પાઠ કર્યો હોય

તો રાત્રમાં અજાણુપણે થયેલાં સર્વ પાપને દૂર કરે છે. તેમ જ પ્રાતઃકાળ તથા સાયંકાળે બંને વખતે પાઠ કર્યો હોય તો પવિત્ર શુદ્ધ અંતઃકરણુવાળો થાય છે.

**सर्वत्राधीयानोऽपविघ्नो भवति ।**

સર્વત્ર પાઠ કરનાર મનુષ્યને કોઇ પણુ વિઘ્ન પ્રાપ્ત થતું નથી, પરંતુ જય મેળવી સુખી થાય છે.

**धर्ममर्थकाममोक्षं च विंदति ।**

ધર્માર્થી—એટલે આ લોકમાં કુત્સિત પદાર્થનો અનાદર કરી પરલોક પ્રાપ્તિ માટે સત્કર્મપરાયણુ થાય છે. તેમ જ અર્થાર્થી—એટલે આ લોકમાં ઉત્તમ વસ્તુ પ્રાપ્ત કરી સત્કર્મપરાયણુ થાય છે. આ લોક અને પરલોક(સ્વર્ગ)પ્રાપ્તિના સર્વ સાધનોના વૈભવ ભોગવી ચારે પુરુષાર્થ ઉત્તમ રીતે મેળવે છે.

**इदमथर्वशीर्षमशिष्याय न देयम् ।**

આ અથર્વશીર્ષનો પાઠ મનની સર્વ ઇચ્છાપરિપૂર્ણુ કરે છે. પરંતુ જેને ધર્મમાં શ્રદ્ધા નથી તથા નાસ્તિક હોય, તેવા અનધિકારી મનુષ્યને કદાપિ ઉપદેશ આપવો નહીં.

**यो यदि मोहात् दास्यति स पापीयान्**
**भवति । सहस्रावर्तनात् यं यं कामम-**
**धीते तं तमनेन साधयेत् ।**

કોઇ મનુષ્ય દ્રવ્યના લોભથી નાસ્તિકને આ પાઠનો ઉપદેશ કરે તો પોતે પાપ ભોગવનારો ગણાય છે. પરંતુ શ્રદ્ધાપૂર્વક એક હજાર પાઠ કર્યા હોય તો પોતાના મનમાં જે જે ઇચ્છા ઉત્પન્ન થાય, તે સઘળી કામના પરિપૂર્ણુ કરે છે.

ઇતિશ્રી અધ્યયન ફલશ્રુતિ પ્રતિપાદક નામનો ૧૧મો ખંડ ॥

---

### શ્રી ગણુપતિના નાના પ્રયોગ

**अनेन गणपतिमभिषिंचति स वाग्मी भवति । चतुर्थ्यामनश्नञ्जपति स विद्यावान् भवति ॥ इत्यथर्वणवाक्यम् । ब्रह्माद्यावरणं विद्यान्न बिभेति कदाचन इति ॥**

શ્રીગણુપતિ અથર્વશીર્ષના સ્તોત્રથી અભિષેક કરે, તેમ જ ચતુર્થીને દિવસે ઉપવાસ કરી પાઠ માત્ર કરે છે, તે મનુષ્ય બુદ્ધ-માન્ અને વિદ્યાવાન્ થાય છે તથા તેને કોઇ પ્રકારનો ભય ઉત્પન્ન થતો નથી.

ઇતિ ફલશ્રુતિનામ ૧૨ મો ખંડ સમાપ્ત

---

### શ્રી ગણુપતિનો પૂજન વિધિ

**यो दूर्वांकुरैर्यजति स वैश्रवणोपमो भवति । यो लाजैर्यजति स यशोवान् भवति ॥ स मेधावान् भवति । यो मोदकसहस्त्रेण यजति स वांछितमवाप्नोति यः साज्यस-मिद्भिर्यजति स सर्वं लभते स सर्वं लभते ।**

જે મનુષ્ય દૂર્વાવડે ગણુપતિનું પૂજન કરે છે તે કુબેર ભંડારી જેવો દ્રવ્યવાન્ થાય છે.

જે મનુષ્ય ધાણી (ફૂલો)થી પૂજન કરે છે તે કીર્તિમાન્ તથા બુદ્ધિવાળો થાય છે.

જે મનુષ્ય સહસ્ર (હજાર) લાડુથી પૂજન કરે છે. તે પોતાના ધારેલા મનોરથ સિદ્ધ કરે છે.

વળી જે મનુષ્ય ઘૃત તથા સમિધવડે અથર્વશીર્ષનો હવન કરે છે, તેને સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે.

ઇતિ હોમાત્મક નામ ૧૩મો ખંડ.

अष्टौ ब्राह्मणान् सम्यक् ग्राहयित्वा सूर्यवर्चस्वी भवति । सूर्यग्रहणे महानद्यां प्रतिमासंनिधौ वा जप्त्वा सिद्धमंत्रो भवति । महाविघ्नात् प्रमुच्यते । महादोषात् प्रमुच्यते । महाप्रत्यवायात् प्रमुच्यते । स सर्वविद्भवति स सर्वविद्भवति य एवं वेद । इति उपनिषत् ॥

જે મનુષ્ય આ અથર્વશીર્ષનું યથાર્થ રહસ્ય જાણનારા આવા બ્રાહ્મણોને આમંત્રણ કરી પાઠ કરાવે છે, તેમ જ સૂર્ય ગ્રહણ સમયે મહા નદીના તટ પાસે અથવા ગણપતિની મૂર્તિ સમીપમાં બેસાડી પાઠ કરાવે છે તો તે અતિ તેજસ્વી અને જ્ઞાની થાય છે તથા અનેક પ્રકારના વિઘ્નોથી તથા દોષથી મુક્ત થાય છે. વળી ગણપતિ સંબંધી અંતર્ગત રહેલા જ્ઞાનને જાણનારો થાય તથા મોક્ષ ગતિને પ્રાપ્ત કરે છે.

ઇતિશ્રી ગણેશ ઉપનિષદ્ ૧૪ મો ખંડ. ॥



શ્રીગણેશાય નમઃ



## ધર્મબોધમાળા અંક ૧ લો.

# શ્રીગણપતિ.

———:૦:———

આ વિશ્વની તરફ તત્ત્વદૃષ્ટિથી જોઇએ, તો સર્વત્ર દ્વંદ્વ (જોડકાં) નજરે ચઢે છે. તે જોડકાં સર્વ પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળાં હોય છે; છતાં પણ તેઓ એક બીજા સાથે હળીમળીને રહે છે ત્યારે તેઓથી સર્વને આનંદ મળે છે; એટલું જ નહિ પણ તેઓ જે જે કર્મ આચરે છે, તે પણ તેઓને તથા તેઓના સંબંધીને આનંદજનક થાય છે. તેથી ઉલટાં જો તેઓ કેવળ પોતપોતાની પ્રકૃતિને વળગીને જ સર્વ વ્યવહાર, એક બીજાથી અળગ રહીને કરવા લાગે છે, ત્યારે તેઓ પોતાને તેમ જ પોતાના સર્વ સંબંધીને દુઃખદાયક થઇ પડે છે. તેવાં દુઃખજનક વિઘ્નોને દૂર કરવા માટે તથા પરસ્પર વિરુદ્ધ પ્રકૃતિનો પણ સુખકર સંયોગ થવા માટે દરેક કામના આરંભમાં "શ્રીગણેશાય નમઃ" એમ સિદ્ધિ વિનાયકનું સ્મરણ તથા નમન કરવાનો આ આર્યાવર્તમાં વેદોક્ત પ્રકાર પ્રચલિત છે. શ્રી ગણેશ એ વિઘ્નેશ્વર (વિઘ્નકર્તા) અને વિઘ્નવિદારક (વિઘ્નહર્તા) બેઉ કર્મના કર્તા છે. એ ગણનાયક છે; ગણ એટલે સમુદાય અને નાયક એટલે અધિપ અર્થાત્ સેનાનાયક છે. અનુપમેય સર્વેશ્વર પરમાત્માને પણ લૌકિક ભાષાથી ચક્રવર્તી રાજાની ઉપમા

આપીએ, તો શ્રીગણપતિ એ, તેના સેનાનાયક (Commander in chief) કહી શકાય. માટે પરસ્પર વિરુદ્ધ પ્રકૃતિનું, સામ, દાન, ભેદ અને દંડ એ ઉપાયોવડે **એકીકરણ** કરી, વિશ્વમાં સુખશાંતિ રાખવી, એ તેઓનું કાર્ય છે.

આ ઉપરથી આર્યભાઇઓએ જાણવું જોઇએ કે, આ વિશ્વમાં કેટલાંક કર્તવ્યો એકલા પુરુષોએ કરવાનાં છે, કેટલાંક એકલી સ્ત્રીઓએ કરવાનાં છે અને કેટલાંક સ્ત્રી અને પુરુષો બેઉએ સાથે **મળીને** કરવાનાં છે. સાથે મળીને કરવાનાં કામોમાં કદી પણ છૂટા પડવાનો વિચાર કોઇએ ન કરવો એટલું જ નહિ, પરંતુ જેમ સ્ત્રીવર્ગ પોતાના પતિને આધીન રહી, તેમની સાથે મળીને એક વિચારે કાર્ય કરે છે, તેમ જ **ગણ** એટલે સમુદાય અને **પતિ** એટલે તેના અગ્રેસર જે હોય, તેમને આધીન રહી, તેમની સાથે એક વિચારના થઇને, જો કોઇ પણ કાર્ય કરવામાં આવે તો, તેમાં ધારેલો અર્થ સિદ્ધ થવા માટે સિદ્ધિ અને બુદ્ધિ બેઉ તે ગણનાથની બેઉ બાજુએ જ્યારે જોઇએ ત્યારે હાજર રહે છે. આર્યલોકોમાં હાલ લાયક અગ્રેસરોનો ખોટ છે, તેથી જ લૌકિક કાર્યોમાં પણ વિઘ્નો નડે છે. તે વિઘ્નો દૂર કરવા માટે સર્વ આર્યધર્માભિમાનીઓએ, વિઘ્નવિદારક શ્રીગણનાથને ભાવપૂર્વક ભજવાની જરૂર છે.

આ વિશ્વના ઉત્પાદક, પાલક અને સંહારક એવા સર્વ શક્તિમાન્, સર્વ વ્યાપક અને સર્વજ્ઞ પરમાત્મા શ્રીપુરુષોત્તમ ત્રિમૂર્ત થયા છે. તેની અનંત લીલા (ક્રીડા)ને અનુસરીને તેનાં અનેક નામો પડ્યાં છે. તે ક્રીડાસમયે તેમણે કરેલી કૃતિ ઉપરથી **ક્રિયાવાચક**, તે કર્મમાં દેખાતા ગુણો ઉપરથી **ગુણવાચક** અને તે વખતની આકૃતિ ઉપરથી **જાતિવાચક** અને જ્યાં તેઓની કૃતિ, ગુણ કે જાતિ સમજી ન શકાઇ હોય ત્યાં સંજ્ઞાવાચક, એમ ચતુર્વિધ અનંત નામો વેદથી આરંભી આજ સુધીના અનેક ગ્રન્થોમાં નજરે ચઢે છે; પરંતુ તે દરેકનો હેતુ આ વિશ્વની ઉન્નતિ કરવી અને તેમાં વસતા બુદ્ધિમાન્ પ્રાણીને તેમના શ્રેયનો માર્ગ દર્શાવવો, એ જ હોય છે. હાલ આ દેશની અવનતિનો સમય વર્તે છે. તે કારણથી **શ્રેયને** બદલે **પ્રેય** તરફ આધુનિક પ્રજાનું વિશેષ વલણ દેખાય છે, તથાપિ બુદ્ધિમાન્ ભગવદ્-

ભક્તો શ્રેય અને પ્રેયની એકતા કરી નિજ સ્વરૂપાનન્દ સંપાદન કરે છે તથા દરેક દેવભક્તે તેમ જ કરવાની જરૂર છે.

જેમ પરમાત્મા વિષ્ણુનું **સવિતા**રૂપે યજન કરવામાટે યજુર્વેદમાં વિષ્ણુગાયત્રી જગપ્રસિદ્ધ છે, તેમ જ જૂદા જૂદા દેવતાના યજનયાજનમાટે તે તે દેવોનાં નામસહિત જૂદા જૂદા ગાયત્રીમંત્રો વેદમાં મળે છે. આ શ્રીગણપતિ માટે જે ગાયત્રી વેદમાં મળે છે, તે મંત્ર નીચે મુજબ છેઃ—

**एकदन्ताय विद्महे वक्रतुण्डाय धीमहि । तन्नो दन्ती प्रचोदयात् ॥***

એક એટલે માયા (મૂળ અજ્ન પ્રકૃતિ) અને દંત એટલે તેનું દમન કરનાર (મૂળ માયાનો નિયામક પુરુષ) એ બેઉને અમે જાણીએ છીએ. વક્રતુણ્ડનું હમે ધ્યાન ધરીએ છીએ. તે દંતી (માયાયુક્ત જે ગણ, તેના પતિ તે જ ગણપતિ) અમને સદ્બુદ્ધિની પ્રેરણા કરો. એવો આ શ્રીગણપતિ ગાયત્રીનો અર્થ છે. આ ઉપરથી માલમ પડશે કે, પ્રાચીન આર્યપુરુષો પોતપોતપોતાના ઇષ્ટની ભક્તિ કરતાં પહેલાં, તેનું જ્ઞાન મેળવતા, તેનું સ્વરૂપ ધ્યાનમાં લેતા અને પછી તેમની પાસે સદ્બુદ્ધિની પ્રાર્થના કરતા હતા. હાલ જેમ પહેલાં ધનને લોકો ચાહે છે, તેમ પ્રાચીનકાળે આ આર્યાવર્તમાં ન હતું. તેઓ પ્રથમ ધી એટલે બુદ્ધિ—વિદ્યા એની જ ઉપાસના તથા પ્રભુ, ગુરુ કે પિતા પાસે પ્રથમ તેનીજ પ્રાર્થના કરતા. જ્યારે તે મળે ત્યાર બાદ **શ્રી** એટલે ધનને ઇચ્છતા હતા. જેમની પાસે ધી (સદ્બુદ્ધિ) નથી, તેમની શ્રી—ધનસંપત્તિ ગમે તે યુક્તિથી બુદ્ધિમાનો છીનવી લે છે અને ધી તથા શ્રી એ બેઉ સંપત્તિ મેળવ્યા બાદ ત્રીજી સંપત્તિ **સ્ત્રી** પરણવાની છે. જેઓની પાસે **ધી** અને **શ્રી** નથી, તેઓને સ્ત્રી કદી પણ સુખકારક થવાનો સંભવ નથી, માટે આર્યભાઇઓએ પ્રથમ પુત્રોને સદ્વિદ્યા—ધર્મજ્ઞાન—આપવું જોઇએ. પછી સત્સંપત્તિ—અર્થજ્ઞાન—સન્માર્ગે પૈસા કમાવાની વિદ્યા ભણાવવી અને

---

* આ મન્ત્રમાં સ્વર જાણી જોઇને છાપ્યા નથી. સ્વર સહિત ગાયત્રી જે સદ્ગુરુને મુખે હોય તેની પાસેથી શીખી લેવી. ગુરુ વગર ખરું મન્ત્રજ્ઞાન થતું નથી અને સ્વરનું યથાર્થ ઉચ્ચારણ પણ ગુરુવગર કેવળ લખાણનાં ગમે તેવાં ચિન્હોથી દર્શાવી શકાતું નથી.

સારબાદ સ્ત્રી પરણાવવી જોઇએ. આ પ્રાચીન ક્રમ સાચવવાની સૂચના પણ આ શ્રી ગણપતિ પૂજન ઉપરથી આપણને મળે છે.

## એકદંત

એકદંત એ ગણપતિના નામનો અર્થ મુદ્‌ગલ પુરાણમાં નીચે મુજબ કર્યો છે:—

एकशब्दात्मिका माया तस्याः सर्वसमुद्भवम्। भ्रान्तिदं मोहदं पूर्णं नानाखेलात्मकं किल।
दन्तः सत्ताधरस्तत्र मायाचालक उच्यते। बिम्बेन मोहयुक्तश्च स्वयं स्वानन्दजो भवेत्॥
माया भ्रान्तिमयी प्रोक्ता सत्ता चालक उच्यते। तयोर्योगे गणेशोऽयमेकदन्तः प्रकीर्तितः

એક એટલે માયા, તે માયાથી સર્વ જગત્ ઉત્પન્ન થયું છે, તે જગત્ ભ્રાંતિકારક અને મોહક છે. આ જે જગત્ વિધવિધ પ્રકારની ક્રીડા (લીલા) કારક પદાર્થોનો સંગ્રહ છે, તેમાં માયાનો ચાલક સત્તાધીશ દંત (દમન કરનાર) પુરૂષ છે. તે બિંબ (મૂળ પરમાત્મા) પોતે ઉત્પન્ન કરેલી પ્રકૃતિનો આશ્રય ધરી પ્રતિબિંબરૂપે મોહક બને છે. વસ્તુતઃ પોતે સ્વાનંદપૂર્ણ છે માયા એ ભ્રાંતિમય છે અને પંડ તેની ઉપર સત્તા ચલાવનાર છે. તે બેઉનો યોગ (પ્રકૃતિ અને પુરૂષની એકતા)સૂચક એકદન્ત એ નામ ગણપતિનું કહેવાય છે. બીજું નામ જે **વક્રતુંડ** તેના પણ ત્રણ અર્થો એ જ પુરાણમાં કહ્યા છે.

## વક્રતુંડ.

बिम्बं मायायुतं वक्रं मोहितं सिद्धि-बुद्धिगम्। तद्भावं हन्ति तुण्डेन तेनायं वक्रतुण्डकः॥
माया मुखं मोहयुतं तस्माद्वक्रमिति स्मृतम्। परं ब्रह्म तयोर्योगे वक्रतुण्डोऽयमुच्यते।
कण्ठाधो मायया युक्तो मस्तकं ब्रह्मवाचकम्। वक्राख्यं तस्य विघ्नेश तेनायं वक्रतुण्डकः॥

બિંબ માયાયુક્ત એટલે પોતાની પ્રકૃતિનું અધિષ્ઠાન કરીને અર્થાત્ સિદ્ધિ બુદ્ધિ યુક્ત થઇને મોહિત (જગત રૂપ) બને છે, તેને વક્ર કહે છે. તે વક્રના એટલે માયિક જગતનો જે પોતાના મુખથી નાશ કરે છે, અર્થાત્ અવિદ્યા દૂર કરી, જ્ઞાનોપદેશ કરે છે, તે કારણથી ગણપતિને વક્રતુણ્ડ કહે છે.

મોહયુક્ત જે સુખ, તે વક્ર (માયા) છે અને તુણ્ડ એટલે માયાના નિયામક પરબ્રહ્મ તે બેઉનો સંયોગ ( પ્રકૃતિ પુરૂષની એકતા ) દેખડાવવા માટે શ્રીગણેશને વક્રતુણ્ડ કહ્યા છે.

હે વિપ્રેશ! કણ્ઠ નીચેનો ભાગ (ધડ) માયાયુક્ત છે માટે તે **વક્ર** અને મસ્તક એ બ્રહ્મવાચક છે તે **તુણ્ડ.** તે બેઉ એટલે માયા અને બ્રહ્મનું પરિણામી એકત્વ સૂચવવા માટે ગણપતિને વક્રતુણ્ડ કહે છે.

## ગણેશચતુર્થીમહિમા.

ગણેશ સંહિતા ગ્રંથમાં કહ્યું છે કેઃ—

भाद्रशुक्लचतुर्थ्यां तु विशेषेण कलौ युगे । सर्वकार्यसुसिद्ध्यर्थं पूजयेद्गणनायकम् ॥ १ ॥
सिद्धिप्रदं सुभक्तानां पार्वतीनंदनं शिवम् । व्रतं च तद्दिने कुर्यात् रात्रौ जागरणं तथा ॥२॥
गणेशप्रीतये सत्यं गणेशः सर्वसिद्धिदः । ब्रह्मादिभिः पूजितोऽसौ यथाविभवविस्तरैः ३

વિશેષે કરીને કળિયુગમાં, સર્વ કાર્યોની સારી રીતે સિદ્ધિ થવા માટે ભાદ્રપદ શુદ ૪ ને દિવસે ગણનાયકની પૂજા અવશ્ય કરવી. એ ગણેશજી પોતાના શુદ્ધ ભક્તને સિદ્ધિ આપનાર, પાર્વતીના પુત્ર, શિવસ્વરૂપી (કલ્યાણમય) છે. તેઓનું તે દિને વ્રત કરવું અને રાત્રે જાગરણ કરવું. ગણેશની પ્રીતિ અર્થે એ સત્ય છે. ગણેશ સર્વ સિદ્ધિને આપનારા છે, જે શ્રી ગણેશની બ્રહ્માદિક સર્વ દેવતાઓએ યથાયોગ્ય વિભવના વિસ્તારપૂર્વક પૂજા કરેલી છે. જ્યારે દેવતાઓએ એમનું પૂજન કરેલું છે, ત્યારે મનુષ્યોએ સિદ્ધિ માટે તેમનું વ્રત, પૂજન અને જાગરણ યથાશક્તિ કરવું ઉચિત છે.

## સંકષ્ટ ચતુર્થી.

શૈવાગમતંત્ર ગ્રંથમાં ઈશ્વર (શ્રી શિવજી)નું પાર્વતી પ્રતિ કથન છે કેઃ—

शृणु देवि प्रवक्ष्यामि प्रीतये ते विशेषतः । लोकानामुपकाराय येन कार्यं प्रसिद्ध्यति॥१॥
प्रतिमासं चतुर्थ्यां हि गणेशव्रतपूजनम् । कार्यं सर्वजनैस्तेन सर्वविघ्नविनाशनम् ॥२॥
तत्रापि भाद्रमासे तु चतुर्थ्यां सर्वसिद्धिदम् । यथाविभवविस्तारं पूजयेद्गणनायकम् ॥३॥
इदं यत्ते मया प्रोक्तं सुखदं पुत्रदं परम् । अपमृत्युप्रशमनं सर्वदुःखनिवारणम् ॥४॥
सर्वसंग्रामजयदं शत्रुदारिद्र्यवारणम् । सर्वशान्तिकरं श्रेष्ठं राज्यभोगप्रदं नृणाम् ॥ ५ ॥
प्रणवं पूर्वमुद्धृत्य गं बीजं तदनंतरम् । चतुर्थ्यन्तङ्गणपतिं नमोन्तं मंत्रमुच्चरेत् ॥ ६ ॥
पूजयेद्गणराजं तु गजाननमनुत्तमम् । सृष्टिस्थितिविनाशानां कारणं सर्वपूजितम् ॥७॥

હે દેવી! સાંભળ. હું તારી પ્રીતિ માટે કહું છું અને વિશેષે કરીને લોકોના ઉપકાર માટે પણ કહું છું, જેના થકી ભક્તોનાં કાર્યો સિદ્ધ થાય છે. સર્વ જનોએ દર મહિને ચતુર્થીને દિવસે ગણેશજીનું વ્રત તથા પૂજન

કરવું. તેથી સર્વ વિઘ્નનો વિનાશ થાય છે. તેમાં પણ ભાદ્રપદ માસના શુકલ પક્ષની ચોથને દિવસે યથા વિભવ વિસ્તારે સર્વ સિદ્ધિને આપનાર ગણનાયકની પૂજા કરવી. આ જે મેં તને પૂજન કહ્યું તે સામાન્ય નથી. પરંતુ તે જેઓ સુખની કામનાથી કરે, તેઓને સુખ આપનાર પુત્રાર્થીને ઉત્તમ પુત્ર દેનાર, અપમૃત્યુને હરનાર, સર્વ પ્રકારના દુઃખનું વારણ કરનાર, સર્વ પ્રકારની લડાઇમાં જય આપનાર અને શત્રુ તથા દળદરનો નાશ કરનાર છે. વળી સકલ ઉપદ્રવની શાંતિ કરનાર અને મનુષ્યોને ઉત્તમ રાજ્યભોગ આપનાર છે. તેમાં પણ પ્રણવ અને બીજ સાથે એટલે **ओं गं गणपतये नमः ॥** એ મંત્ર ભણીને શ્રી ગણેશની પૂજા કરવી, કેમકે શ્રીગણરાજ છે તે સૃષ્ટિ, સ્થિતિ અને વિનાશનું કારણ છે તથા સર્વથી પૂજિત છે. અથર્વશીર્ષ ઉપનિષદ્‌માં પણ કહ્યું છે કેઃ—

गणादिं पूर्वमुच्चार्य वर्णादिं तदनन्तरम् । अनुस्वारः परतरः । अर्धेन्दुलसितम् ॥
तारेण रुद्धम् ॥ एतत्तव मनुस्वरूपमिति ॥

**ओं गं** એ આપના મંત્રનું બીજ છે, માટે તે પૂર્વક આપનો નામોચ્ચાર કરવો જોઇએ. પૂજન ભજનમાં મુખ્ય સ્વરૂપનું ધ્યાન આવશ્યક છે. સ્વરૂપના આધાર વિના અતર્ક્ય, અપ્રમેય એવા દેવતાનું ધ્યાન લૌકિક ચક્ષુથી થવું અશક્ય છે; માટે કહ્યું છે કેઃ—

एकदन्तं चतुर्हस्तं पाशमंकुशधारिणम् । रदं च वरदं हस्तैर्बिभ्राणं मूषकध्वजम् ॥
रक्तं लम्बोदरं शूर्पकर्णकं रक्तवाससम् । रक्तगन्धानुलिप्तांगं रक्तपुष्पैः सुपूजितम् ॥
भक्तानुकम्पिनं देवं जगत्कारणमच्युतम् । आविर्भूतं च सृष्ट्यादौ प्रकृतेः पुरुषात्परम ॥
एवं ध्यायति यो नित्यं स योगी योगिनां वरः ॥

ચાર હાથમાં અનુક્રમે પાશ, અંકુશ, દંત અને વર એવા ચાર આયુધ ધરનાર, મૂષકધ્વજ (ધજામાં ઉંદરના નિશાનવાળા), રકતવર્ણ (સિન્દૂરયુકત). લંબોદર (મોટા પેટવાળા), સૂપડા જેવા કાનવાળા, લાલ વસ્ત્રધારી, રક્તચંદનના લેપવાળા, રાતાં ફૂલોથી સારી રીતે પૂજાયલા; નિજ ભકતોપર અનુકંપા કરનાર, જગતના કારણરૂપ, અચ્યુત, અવતાર ધરનાર, સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે હોનાર, પ્રકૃતિ અને પુરૂષથી પર, એવા જે એકદન્ત (અદ્વૈત પરબ્રહ્મ)રૂપ ગણપતિનું જે નિરંતર ધ્યાન ધરે છે, તે યોગી બની, ગણ-

પતિ જેમ ગણના ઈશ છે, તેમ તે ભક્ત યોગીગણમાં ઈશ એટલે યોગેશ્વર બને છે.

આધિભૌતિક ગણપતિ જેનું જુદાં જુદાં પુરાણોમાં **ગણનાયકરૂપે** ઐતિહાસિક વર્ણન છે તે; આધ્યાત્મિક જે ગણ–ઇંદ્રિય તેના નિયામક તે **જીવાત્મા,** આધિદૈવિક ગણપતિ તે અંતર્યામી **પરમાત્મા** એમ ત્રિવિધ અર્થો આ શ્રીગણપતિની કથાના થાય છે. જેનો જેમાં જેટલો અધિકાર, તેટલું દેવસ્વરૂપ જીવ જાણી શકે છે. માટે ગાણપત્યોએ તેમને પોતાના ઈષ્ટ ગણી, શૈવોએ પોતાના ઇષ્ટના પુત્ર ગણી, વૈષ્ણવોએ વિષ્ણુના અવતાર ગણી યથારુચિ સદ્‌ભાવથી ગણપતિપૂજન કરવું અને સામાન્ય સ્પૃહ[illegible] જનોએ તેમને વિઘ્નહારક સત્તાધારી દેવ માની તેમનું પૂજન કરવું [illegible] નાસ્તિક બની દેવનિંદક ન થવું એ જ વિજ્ઞપ્તિ.

## ગણેશપ્રાર્થના

विघ्नध्वान्तनिवारणैकतरणिर्विघ्नाटवीहव्यवाट् ।
विघ्नव्यालकुलाभिमानगरुडो विघ्नेभपञ्चाननः ॥
विघ्नोत्तुंगगिरिप्रभेदनपविर्विघ्नांबुधेर्वाडवो ।
विघ्नाघौघघनप्रचंडपवनो विघ्नेश्वरः पातु वः ॥

(ભારતાચાર્ય શ્રીરમાનાથ પંડિતકૃત.)

વિઘ્નરૂપી જે અંધારું તેનું નિવારણ કરનાર એકજ સૂર્ય, જેના ઉદય થતાં વિઘ્નરૂપ અંધારું બીલકુલ રહે જ નહિ એવા. વિઘ્નરૂપ અરણ્ય (વન)ને બાળનાર દાવાનળ. જેમના નામસ્મરણથી વિઘ્નો તદ્દન બળી જાય એવા. વિઘ્નરૂપી જે સર્પ તેનું જે કુળ–વંશ–પરંપરા–તેના અભિમાનને ભક્ષ કરવામાં ગરુડજી જેવા, વિઘ્નરૂપી ગજને મારવામાં સિંહસમાન, વિઘ્નરૂપી જે મોટા પર્વતો તેને ભેદવામાં વજ્રવત્. વિઘ્નરૂપી જે સમુદ્ર તેનું શોષણ કરવામાં વાડવાગ્નિ. વિઘ્નરૂપી જે અઘ (કષ્ટ) તેના સમૂહ એ જ મેઘ, તેને ઉરાડવામાં પ્રચંડ પવનતુલ્ય એવા જે વિઘ્નેશ્વર (ગણેશ ગણનાયક) એ આપનું રક્ષણ કરો.

——:o:——

# જાહેર ખબર.

| | રૂ.આ.પા. |
|---|---|
| ગણેશ પૂજનવિધિ (વેદોક્ત તથા પુરાણોક્ત) .... .... | ૨—૦—૦ |
| ગણેશ સહસ્ર નામાવલી (ગુજરાતી લીપીમાં) શ્લોકને સરળ તથા શુદ્ધ | ૦—૩—૦ |
| અથર્વશીર્ષ (ગુજરાતી અર્થ સહિત) .... | ૦—૬—૦ |
| શ્રી ગણપતિનું અધ્યાત્મજ્ઞાન .... | ૦—૨—૦ |
| ગણપતિ એકાક્ષર મંત્રકવચ .... | ૦—૧—૬ |

આ સઘળા પુસ્તકોનું પોસ્ટેજ જુદું પડશે.

પુસ્તક મળવાનું ઠેકાણું:—

**શેઠ ઈશ્વરલાલ માણેકલાલ દાણાવાળા**

ઘર નં. ૧૭ બીજે માળે,

૨ જા પારસીવાડા, મુંબઈ નં. ૪.

ધી "ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ"માં મણિલાલ ઈચ્છારામ દેશાઈએ છાપ્યું.
કાળાઘોડા, બેક-હાઉસ લેન, કોટ, મુંબઈ.